

# खेडावाळ ज्ञाति समस्ते करेला ठरावो.



संवत १९४२.




श्री

# खेडावाळ ज्ञाति समस्तनी

# स्वस्थान वडताल

## मध्ये

संवत १९४२ ना माघ मासमां

मळेली

## महासभाऐ

स्वज्ञाति ઉत्कर्षार्थे

सर्वानुमते

# करेला ठरावो



અમદાવાદ—આર્યોદય પ્રેસ.



સને ૧૮૮૬

# प्रस्तावना*

શ્રી ભરતખંડની બાજખેડાવાળ જ્ઞાતિ સમસ્તે "કન્યાવિક્રય"ના દોષિત ચાસ કાઢી નાંખવા સારૂ કરેલા ઠરાવો આ સાથે પ્રગટ કર્યાછે. એમાં એ વિષયને આદી લઈને જે જે બાબતોનું નિયમન કર્યું છે તે સર્વ એક બીજા સાથે કારણ—પરિણામનો નિકટ સંબંધ ધરાવેછે એમ દરેક પુરૂષને સહજ જણાઈ આવે એવું છે.

કન્યાવિક્રયની શાસ્ત્રે કરેલી મના અને તેથી થતી દુનિયામાં નામોશી કોઇને અજાણી છે એમ નથી. તેમ છતાં એ અધમ કામ થાયછે તેનું મુખ્ય કારણ ઘણુંકરીને પૈસા સંબંધી તંગી હોયછે; અને એ તંગી કર—વાળા ખરચના બોજાથી અને રોજગારની ટાંચથી ઉત્પન્ન થાયછે. માટે એવો બોજો બનતી રીતે જ્ઞાતિ ભાઇઓ ઉપરથી કમી થાય અને રોજગાર વધારવાનો ઉપાય કરાય તોજ

કન્યાવિક્રયનો મૂળચ્છેદ થાય અને તેનો કરેલો નિષેધ હમેશ ટકે એ વાત નિર્વિવાદ છે.

બીજું—એ નિષેધ નભાવામાં કન્યાઓની છત થવાની પણ તેવીજ ખરી જરૂરછે, માટે એક સ્ત્રી આરોગ્ય છતાં વધારે સ્ત્રીઓ કરવાના દુઃખદાયક ચાલ જેવાં તેનાં વિરોધી કારણોનો જોઇતો પ્રતિબંધ કરવો જોઇએ.

ત્રીજું—કન્યાવિક્રયથી મળવાના પૈસા જેમ બને તેમ જલદી લેઇ નાંખવાની લાલચથી અને કન્યાને રાજક દૈવક થવાના ભયથી ઘણું કરીને કન્યાવિક્રય કરનારાજ છેક બચપણમાં અને શાસ્ત્રે ઠરાવેલી હદની પહેલાં પણ ઉતાવળ કરી દીકરીઓને પરણાવી દેછે, માટે કન્યાઓ જીંદગી પર્યંતના ત્રાસદાયક જોખમમાં આવી ન પડે તે સારૂ બાળ વિવાહનો નિષેધ કરવો એ પણ તેવોજ જરૂનો છે.

ચોથું—વિવાહ તુટતો અટકાવવાનો આજ સુધી કાંઈ જ્ઞાતિ પ્રતિબંધ નહીં હોવાથી, વિવાહ

નક્કી થયા પછી પણ, હેઠ, હાથે વાળો મળતા સુધી, વખતે વખત લાગ મળ્યા પ્રમાણે વિક્રયની રકમમાં વધારો કરવાની વિક્રય કરનારને લાલચ અને તક મળે છે અને તેથી આંકડામાં વધારો કરવાની એક બીજા ઉપર પડા પડી થાય છે અને તેના પરીણામે વિક્રયનો આંક આજ સુધીમાં દિનપર દિન આટલો બધો વધી જવાનો વખત આવ્યો છે માટે વિવાહ ફોક ન થવા પામે તોજ **વિક્રયવ્રદ્ધિ** અને **બાળ-વિવાહ** અટકે.

પાંચમુ—કજોડાથી ઊત્પન્ન થતાં દુઃખ અને તેના માઠા પરીણામોથી થોડાજ અજાંણ્યા હશે. તોપણ પૈસા જોડનાર મળેકે, તુરત, ગમે તેવું કજોડુ જોડવાને કન્યા વિક્રય કરનાર, દીકરીના સુખની કે આબરૂની દરકાર ન કરતાં, પહેલો આગળ પડે છે. અને એવા અનર્થ ને રસ્તે, તેને પૈસા વહેલા અને વધારે મળેછે. માટે વરની ઊમ્મર બનતાસુધી ક-ન્યાની ઊમ્મરથી મોટી રાખવી અને વર કરતાં નાંનીતો કદીયે નજ રાખવી એ નિયમ પણ કન્યા

વિક્રય કરનારને મળતુ ઉત્તેજન અટકાવવાને માટે તેવોજ જરૂરી છે.

ઉપરની હકીકત અને રૂઢીનું બળ ધ્યાનમાં રાખી આ 'કન્યાવિક્રય'ના અધમ ચાલ ઉત્પન્ન થવાનાં તથા વધવાનાં કારણોનો મૂળચ્છેદ કરી **કન્યાવિક્રયને નિર્બિજ** કરવાનો જ્ઞાતિ સમસ્તે આ ઠરાવમાં પ્રયત્ન કર્યો છે.

છેવટે લખવાને ખુશી ઉપજે છેકે આ મેળાવાના આમંત્રણને આખા ભરતખંડમાંની આપણી ન્યાતે માન્ય રાખી **બાવન** ગામોએ પોતપોતાના પ્રતિનિધિઓ મોકલ્યા અને તે ઉપરાંત હિંદુસ્તાનના બાકીના ભાગોમાંથી સંમત્તિ પત્રો આવ પહોચ્યા તથા જેમને જેમને અવકાશ મળ્યો તેઓ સર્વે એકઠા થયા. તેથી સેંકડો વર્ષ થયાં નહીં થયેલો એવો આ અપૂર્વ મેળાવો થયો એટલુંજ નહીં પણ સમગ્ર ન્યાતને સામાન્ય હિતવાળી આઠરાવમાં આવેલી સઘળી બાબતો એકપણ મતભેદ વગર સર્વાનુમતે સ્વિકારાઈ અને જ્ઞાતિના ઉત્કર્ષનું મંડાણ માંડી સંપ અને ઉમંગથી છુટા પડવાનો ખુશી ભરેલો વખત આવ્યો એ આપણી જ્ઞાતિ ઉપર **પરમદયાળુ પરમેશ્વરની કૃપાનું સુચિન્હ છે** એમ સમજવું.

ૐ



# શ્રીગણેશાયનમઃ

## શ્રી ભરતખંડની બાજ ખેડાવાળ જ્ઞાતિ સમસ્તની મહા સભા

અથવા

## નાતમેળાવો.

(ગુજરાત મધ્યે ખેડા જીલ્લામાં નડીઆદની ખેડાવાળ જ્ઞાતિએ સ્થાપન કરેલી " કન્યાવિક્રય નિષેધક " સભાના આમંત્રણથી.)

# प्रवेशक.

સ્વસ્તિ શ્રીમાન્વિક્રમાર્ક સંવત ૧૯૪૨ શાલીવાહન શાકે ૧૮૦૭ના શુભકારી માઘ માસના શુક્લ પક્ષની વસંતપંચમી તા૦ ૯મી ફેબ્રુઆરી સને ૧૮૮૬ ને મંગળવારથી તે એજ માઘ માસની દશમી, તા૦ ૧૪મી ફેબ્રુઆરીને વાર રવેઉ સુધી—જેના રાજ્યમાં સૂર્ય કદી અસ્ત પામતો નથી એવાં ગ્રેટબ્રિટન અને આયર્લાંડને આદી લેઇ સર્વ સંસ્થાનોનાં મહારાણી અને ભરતખંડ એટલે હિંદુસ્તાનનાં શ્રીમત્કૈસરેહિંદ વિક્ટોરિયાના સામ્રાજ્યના ઓગણપચાસમા વર્ષમાં—જે સમયે હિંદમાં અતિશય લોકપ્રિય અને મહાન્યાયી માજી ગવ્હર્નરજનરલ લૉર્ડ રિપનની પછી આવનાર, લૉર્ડ ડફરીન હિંદુસ્તાનના આલીજહાં ગવ્હર્નરજનરલ સાહેબ બહાદુર છે; તથા મુંબઇ ઇલાકામાં લોકપ્રિય અને કેળવણીને ઉત્તેજન આપનાર લૉર્ડ રે જેવા ગવ્હર્નર સા-

હેબ બહાદુર છે, તે શુભ સમયમાં ખેડા જી-
લ્લાના નડીઆદ તાબેના ગામ વડતાલ મધ્યે
શ્રી લક્ષ્મીનારાયણ મહારાજના એક વિશાળ
વંડા મધ્યે આખા ભરતખંડના બાજખેડાવાળ
બ્રાહ્મણોની જ્ઞાતિ સમસ્તની એક મહા સભા
ભરાઇ હતી તેનો ઉદ્દેશ એટલે હેતુ અને તે
હેતુ પાર પાડવા સારૂ જ્ઞાતિ સમસ્તે તે પ્રસંગે
જે ઠરાવો મંજુર કર્યા તેનિચે પ્રમાણેઃ—

## ઉદ્દેશ.

---

કન્યાવિક્રયનો અધમ અને દોષિત ચાલ
અટકાવવાનું જરૂર જણાયાથી, તે ચાલ ઉત્પન્ન
થવાનાં અને વધવાનાં કારણોનો વિચાર કરી-
ને તેનો મૂળચ્છેદ કરવાના ઉપાય કરવા;
( કે જેથી કન્યાવિક્રયનો સ્વાભાવિક રીતેજ મૂળચ્છેદ થાય )
[ ૨ ] અને એ પ્રમાણે કરેલા ઉપાયો નભવામાં
વિશેષ હરકત કર્ત્તા કેટલાક ચાલ, રૂઢીનું બળ
ધ્યાનમાં રાખી, સમયાનુસાર બનતી રીતે

સુધારવાસારૂ જ્ઞાતિ સમસ્તે નિચે પ્રમાણે ઠરાવ્યું છેઃ—

## ઠરાવ.

કલમ. ૧.
કન્યાવિક્રય નિષેધ.

કન્યાવિક્રયનો અધમ અને પાપિષ્ટ ચાલ જ્ઞાતિ સમસ્તે બીલકુલ બંધ કર્યોછે.

કલમ. ૨.
કન્યાવિક્રમની શિક્ષા.

ઉપરની કલમ ૧ નો ઠરાવ તોડનારને નિચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશેઃ—

રમક ૧
કન્યાપક્ષને દામ દુપટ.

કન્યાવિક્રયની રકમ લેનારને બે વર્ષ ન્યાત-બહાર મુકવામાં આવશે; ત્યારબાદ લીધેલી રકમથી બમણો દંડ તે આપે; અને ન આપે તો દંડ વસુલ થાય ત્યાંસુધી તેને ન્યાતબહાર રાખવો.

**રકમ ૨** વરપક્ષને તેથી અડધી.
} કન્યાવિક્રયની રકમ આપનાર એક વર્ષ ન્યાતબહાર રહે, બાદ આપેલી રકમ જેટલો દંડ આપે, અને ન આપેતો વસુલ થાય ત્યાં સુધી તેને ન્યાતબહાર રાખવો.

**રકમ ૩** સાગ્રીતોને રકમ (૨) થી અડધી
} કન્યાવિક્રય કરવામાં મદદ કરનાર [ એટલે વ્યવીશાળીયા વગેરે ] અને પાછળથી તેનો કુમક કરનાર સાગ્રીતોમાંનો દરેક ૬ માસ ન્યાતબહાર રહે; બાદ વરપક્ષે આપવાના દંડથી અડધો દંડ આપે; અને ન આપેતો વસુલ થાય ત્યાં સુધી તેને ન્યાતબહાર રાખવો.

**કલમ. ૩.** સદરહુ નિષેધની પુષ્ટિ.
} કન્યાવિક્રયનો નિષેધ સર્વત્ર સંપૂર્ણ રીતે ચાલે માટે નિચે-પ્રમાણે ધ્યાનમાં રાખી વર્ત્તવું.

રકમ. ૧. પલ્લા વગેરેનો નિબંધ. } કંકુને કન્યાથી તે પલ્લાની રકમ વધારેમાં વધારે રૂ ૫૦૧ ) અંકે પાંચસેંને એક રૂપીઆની ઠરાવીછે માટે એ કરતાં વધારે લેવી કે આપવી નહીં.

રકમ. ૨. માંડવાખર્ચ. } પલ્લા ઉપરાંત વધારેમાં વધારે ૪ બાવન [ એટલે રૂ ૨૦૮ સુધી ] વરપક્ષવાળા કન્યાપક્ષવાળાને આપે લે તો તે શાસ્ત્ર વિરૂધ્ધ નહીં હોવાથી તેમાં ન્યાતને હરકત નથી પરંતુ તે ઉપરાંત આપવું લેવું નહીં.

કલમ ૪ શિક્ષા. } ઉપરની કલમ ૩ ના ઠરાવ જે કોઇ તોડે તેણે કન્યાવિક્રય કર્યો એટલે જેટલી રકમ વધારે આપી લીધી હોય તેટલો વિક્રય કર્યો સમજી તેને કલમ ૨ ના ઠરાવ પ્રમાણે શિક્ષા કરવામાં આવશે.

કલમ ૫ વધારે પલ્લું ક્યારે થાય. } ચાળીશથી પચાસ વર્ષની ઉમ્મરવાળા પુરૂષને, રૂ ૫૦૧ ) થી વધારે પલ્લુ કર્યા શિવાય કન્યા ન મળે એવું હોય તો તે વધારેમાં વધારે રૂ ૮૦૧ ) અંકે આઠસેં ને એક રૂપીયા સુધીનું પલ્લુ કરે અને ચાર બાવન સુધી આપે તો તેમાં હરકત નથી. પરંતુ આથી પચાસ વર્ષ ઉપરની ઉમ્મરનાને કલમ ૩ ના ઠરાવની રીતે કન્યા મળે તો પરણવાને હરકત છે એમ સમજવું નહીં.

કલમ ૬ શિક્ષા. } કલમ ૫ ના ઠરાવથી ઉલટી રીતે કોઇ રૂ ૮૦૧ ) અંકે આઠસે ને એક રૂપીયા ઉપરાંત અથવા ચાર બાવન ઉપરાંત આપે લે તો જેટલું વધારે આપે લે તેટલો કન્યાવિક્રય કર્યો સમજી આપનાર લેનારને કલમ. ૨ મુજબ શિક્ષા કરવામાં આવશે.

કલમ ૭ — સ્ત્રીની અમુક ઉમ્મરથાયત્યાં સુધી તેના ઉપર બીજી કરવી નહીં.

સ્ત્રી આરોગ્ય છતાં વધારે સ્ત્રીઓ કરવાનો દુઃખદાયક ચાલ બંધ કર્યોછે; પરંતુ નિચેપ્રમાણેની હકીકત હોય તો એ બાધ સમજવો નહીં—એટલે કે સ્ત્રીની ઉમ્મર પચીસ [ ૨૫ ] વર્ષની પુરી થતાં સુધી ફરી લગ્ન કરવું નહીં, તે ઉમ્મર પછીથી ફરી લગ્ન કરવાને બાધ નથી; પરંતુ તે ઉમ્મરની દરમ્યાન બીજી સ્ત્રી કરવી પડે એવી મોટી ખોડ ખામી તેને લાગે તો સ્થાનિક ન્યાતની પરવાનગી લેઇ ગમે તેવખત ફરીથી લગ્ન કરવાને હરકત નથી.

કલમ ૮ (શિક્ષા. — રકમ.૧

કલમ ૭ નો ઠરાવ તોડનારને એક માસ ન્યાતબહાર મુકવો; ત્યારબાદ તેનો રૂ૧૦૦૧) અંકે એક હજારને એક રૂપીયા દંડ લેવો,

અને ન આપે તો વસુલ થાય ત્યાં સુધી તેને ન્યાતબહાર રાખવો.

રકમ.૨ } આ કલમ [ ૭ ] વિરૂદ્ધ કન્યા આપનાર પણ ગુનેહગાર છે માટે તે પણ ફરી પરણનાર વર જેટલીજ શિક્ષાને પાત્ર થશે.

કલમ ૯ પ્રથમની સ્ત્રીને ખોરાકી. } ફરી લગ્ન કરનારે પેહેલાંની સ્ત્રીને ખોરાકીપોશાકી આપવી એ તેની ફરજ છે; માટે તેનો બંદોબસ્ત તે ન કરે તો તેના ગામની ન્યાતે યોગ્ય જણાય તેવો ભરણપોષણનો ઠરાવ કરી, તે અપાવવી અને તે ન આપે તો ન્યાતની નજરમાં આવે તેવો ઠરાવ કરવો.

કલમ ૧૦ કન્યાકાળ. } કન્યાકાળ આઠ વર્ષનો સમજવો, માટે આઠ વર્ષની ઉમ્મર પુરી થાય ત્યાર પછીજ કન્યાદાન દેવું લેવું.

તે પહેલાં કદાપિ દેવું લેવું નહીં, પરંતુ વિવાહ કરી મુકવાને બાધ નથી.

કલમ ૧૧ } કલમ ૧૦નો ઠરાવ તોડનાર
શિક્ષા. } નો રૂ. ૧૦૧ ) અંકે રૂપીયા
એકસોને એક દંડ લેવો, ન આપેતો ન્યાતની નજરમાં આવે તેવો ઠરાવ કરવો.

કલમ ૧૨ } કન્યા કરતાં વરની ઉમ્મર
વરકન્યાનીઉમ્મર. } હંમેશ મોટી જોઇએ, પરંતુ ન
ચાલતેજ બરોબર ઉમ્મર હોયતો ચિંત્તા નહીં. પણ ઓછી તો નજ હોવી જોઇએ.

કલમ ૧૩ } કલમ ૧૨નો ઠરાવ તોડનાર
શિક્ષા. } દરેક પક્ષકારનો રૂ ૧૦૧) અંકે
એકસોને એક રૂપીયા દંડ લેવો, ન આપેતો ન્યાતની નજરમાં આવે તેવો ઠરાવ કરવો.

કલમ ૧૪ } સંપૂર્ણ રીતે થયેલો એટલે
વિવાહ તુટેનહીં. } 'લખ્યાં' થયા પછીનો વિવાહ
કોઇએ તોડવો નહીં; પરંતુ તોડવો પડે એવી

વિશેષ હરકત કે ખોડખાંપણનું કારણ બનેતો સ્થાનિક ન્યાતની પરવાનગીથી તે વિવાહ ફોક કરવામાં બાધ નથી.

કલમ ૧૫ (શિક્ષા.) કલમ ૧૪નો ઠરાવ બંનેની ખુશી શિવાય તોડનાર એટલે વરવાળો કે કન્યાવાળો જે તોડે તે એક માસ ન્યાતબહાર રહે, બાદ રૂ ૨૦૧) અંકે બસેંને એક રૂપીયા દંડ આપે, ન આપેતો આપે ત્યાં સુધી તેને ન્યાતબહાર રાખવો.

કલમ ૧૬ (ગુનોહ સાબીત કરનારને ઇનામ.) આ જ્ઞાતિ સમસ્તે કરેલા ઠરાવની કલમોમાં સમાતો કોઇ ગુનોહ કોઇ સખસ ખાત્રીપૂર્વક સાબીત કરીઆપે, તો તે કામમાં જે દંડ વસુલ થાય તે દંડને સેંકડે પાંચ ટકા પ્રમાણે સાબીત કરનારને, જે ગામની ન્યાતમાં તે દંડ વસુલ આવે તે ન્યાતે ઇનામ આપવું.

કલમ ૧૭
સ્થાનિક ન્યાતે કરેલા ઠરાવનો બધે અમલ થાય.

અમુક ગામની ન્યાત અમુક ઠરાવ કરી તેનો અમલ કરવા જે જે ગામની ન્યાત ઉપર લખે તે તે ગામની ન્યાતે તેનો અમલ કરવો જોઇએ.

કલમ ૧૮
ખેડાવાળહિતવર્ધક સભા અને ખેડાવાળ હિતવર્ધક ફંડનીસંસ્થાપના.

ખેડાવાળજ્ઞાતિ સમસ્તમાં વિદ્યા, હુન્નર અને રોજગારનો વધારો થશે તોજ તેઓ ધર્મમાં, નીતિમાં, બુદ્ધિમાં, પૈસામાં, અને રાજદ્વારમાં સારી સ્થિતિમાં આવશે; અને એ પ્રમાણે સારી સ્થિતિમાં આવશે તોજ કન્યાવિક્રય જેવા નામોશી ભરેલા અને દુઃખદાયક ચાલો નિર્બિજ થશે; અને તે ચાલો નિર્બિજ થશે તોજ ખેડાવાળ જ્ઞાતિનો સઘળી પ્રકારે ખરેખરો ઉત્કર્ષ થશે. એ વાતનો સર્વાનુમતે સ્વિકાર

થવાથી જ્ઞાતિ સમસ્તે આ પ્રસંગે એક સભા સ્થાપન કરીછે, તેનું નામ "બાજખેડાવાળ હિતવર્ધક સભા*" પાડ્યુંછે; તથા તેને અંગે એક વ્યવસ્થાપકમંડળી નીમીછે. એ બંને સભાના સભાસદોમાં બનતા સુધી જ્ઞાતિ અભિમાનવાળા, વજનદાર, પોતાના પદરના ખરચે ન્યાતની સેવા બજાવી શકે એવા, અને કેળવણી ખાતાની પધ્ધતિના જાણ, તેમજ જ્ઞાતિ તરફ પોતાનો ધર્મ બજાવવામાં શૂરા, નિષ્પક્ષપાતપણે હળીમળી સભાનો હેતુ પારપાડવામાં ખંતી, પુરૂષો મળી આવે ત્યાંસુધી બીજાને દાખલ કરવા નહીં

* આ સભાના સભાસદોનાં નામની યાદીઓ કલમ ૧૯મી પ્રમાણે બંધાનારા નિયમો સાથે છપાવવામાં આવશે. તેમજ એ ફંડના ન્યાત સમસ્તે નિમેલા શુભેચ્છકો (પેટ્રન્સ) પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, ઉપમંત્રી, ખજાનચી, હિસાબ તપાસનાર, વગેરેનાં નામ પણ છપાવવામાં આવશે.

એવું ઠરાવ્યું છે.

આ કામ સારૂ નાણાં જોઇએ તેને માટે "ખેડાવાળ હિતવર્ધક ફંડ*" નામનું ફંડ શીરૂ કર્યુંછે; અને તેમાં દિનપરદિન વધારો કરવા પ્રસંગોપાત મદદ અને ઉપદેશ કરતાં રહેવાની સર્વ જ્ઞાતિ ભાઇઓને વિનંતિ કરવામાં આવીછે, તે સર્વેએ સર્વાનુમતે અને એક અવાજે સ્વિકારીછે. એ ફંડનો વહીવટ ન્યાત સમસ્તે સ્થાપેલી વ્યવસ્થાપક મંડળીએ કરવો એમ ઠરાવ્યું છે.

કલમ. ૧૯. નિયમ કરનાર ઉપસભા. — કલમ ૧૮માં સ્વિકારેલો હેતુ પાર પડે એવા નિયમો કરવા સારૂ

---

* આ ઠરાવ આખર મંજુર થતાસુધીમાં આ ફંડમાં સુમારે રૂ ૧૦,૦૦૦ દશ હજાર ભરાઇ ચુકયાછે; એ પ્રમાણે આ ફંડને આશ્રય આપનાર ગૃહસ્થોનાં નામની યાદી વખતે વખત છપાવવામાં આવશે.

૧ રા૦ સા૦ છગનલાલ ભૂધરજી [ ભરૂચજીલ્લામાં અંકલેશ્વર તાલુકાના મામલતદાર. ]

૨ રા૦ સા૦ દેશાઇભાઇ કાળીદાસ દેશાઇ [ ખેડાજીલ્લાના સરકારી વકીલ.]

૩ રા૦ રા૦ જોશીજી કાળીદાસ મયારામ ઉમરેઠના.

૪ રા૦ રા૦ પ્રાણશંકર નરોત્તમ ભટ [અમદાવદ ડિસ્ટ્રીક્ટ કોર્ટના વકીલ.]

એટલા ગૃહસ્થોને ન્યાત સમસ્તે નીમ્યાછે તેઓ કેળવણી અને ફંડના વહીવટ સંબંધી જે નિયમો અને ઉપનિયમો બાંધે તે પ્રમાણે વહીવટ ચલાવવો એમ ઠરાવ્યું છે.

કલમ. ૨૦. શિક્ષા કરવાની સત્તા. જે ગામમાં ગુનેહગાર રહેતો હોય તે ગામની ન્યાત તેને દંડ અને શિક્ષા કરે. ગુ-

નેહગાર નાંના ગામમાં રહેનાર હોવાથી તેના-પર તે નાંના ગામે કરેલી શિક્ષાનું જોર અને અસર બરોબર થઇ શકે એમ ન હોય તો તે શિક્ષાનો અમલ કરવા તે ગામથી લખાઈ આવેથી કે તે વાત જાણવામાં આવ્યાથી તેનો અમલ બધા ગામની ન્યાતે જારી કરી તે માણસ જે ગામના કાબુમાં આવે તે ગામની ન્યાતે તેનો દંડ વસુલ લેવો. તેમાંનો ત્રીજો હિસ્સો ફકત મૂળ ગામમાં મોકલી બાકીના બે હિસ્સાની વ્યવસ્થા કલમ ૨૨ની રકમ ૨-૩ પ્રમાણે કરવી.

કલમ. ૨૧. ગુનાહનો ઈનસાફ કરાવવાની સત્તા. — ગુનોહ બનેલો જણાય તો તેનો ઈનસાફ કરવાની ફરજ પાડવાની સત્તા હરકોઇ ગામની ન્યાતને છે.

કલમ. ૨૨. } દંડનો વ્યવસ્થા. } ઉપરના ઠરાવની રૂએ વસુલ આવે તે દંડમાંથી ગુનોહ સાબીત કરનારને ઇનામ આપવું પડે તો તે આપતાં બાકી જે રહે તેનો.

રકમ. ૧. } $\frac{1}{3}$ એક ત્રતિયાંશ એટલે ત્રીજો ભાગ તે દંડ ઉપર જે ગામની ન્યાતનો હક હોય તેની મરજી પ્રમાણે વાપરવાને માટે તે ખાતે જમે કરવો.

રકમ. ૨. } બીજો $\frac{1}{3}$ એક ત્રતિયાંશ દંડ વસુલ લેનાર ગામમાં ખેડાવાળના છોકરા અને છોકરીઓની કેળવણીના ઉત્તેજનમાં વાપરવા સારૂ તે ખાતે જમે કરવો.

રકમ ૩. } ત્રીજો $\frac{1}{3}$ એક ત્રતિયાંશ રહ્યો તે ખેડાવાળની જ્ઞાતિ સમસ્તના છોકરા છોકરીઓની કેળવણીના કામમાં

વરે માટે તે " ખેડાવાળ હિતવર્ધક ફંડ " ખાતે જમે કરવો, અને તેમ કર્યાની ખબર " વ્યવસ્થાપક મંડળી " ના મંત્રીને મોકલવી, ને તે મંત્રી એ નાણાં મંગાવે ત્યારે તાકીદે મોકલી દેવાં.

કલમ. ૨૩. ' ન્યાતબહાર ' શબ્દોના અર્થ. " ન્યાતબહાર " આ શબ્દોનો અર્થ એવો છેકે હિંદુસ્તાનમાં જ્યાંજ્યાં ખેડાવાળની ન્યાત હોય તે બધી જગાની ન્યાતમાંથી તે ન્યાતબહાર છે એમ સમજવું.

કલમ. ૨૪. આ ઠરાવની આખરમંજુરી. આ સંવત ૧૯૪૨ નો ઠરાવ તા૦ ૧૪ ફેબ્રુઆરી સન૧૮૮૬ સંવત ૧૯૪૨ ના મહા શુદી ૧૦ ને રવિવારને રોજ આખરને સારૂ ખેડાવાળ જ્ઞાતિ સમસ્તે સંપૂર્ણ રીતે ત્રણ વખત વાંચી, સમજી, સર્વાનુમતે મંજુર કર્યોછે.

કલમ. ૨૫.
આ ઠરાવનો સ્થાનિક વિસ્તાર.

આ ઠરાવ ઉપરની તારીખથી આખા ભરતખંડની ખેડાવાળ જ્ઞાતિ સમસ્તમાં અમલમાં આવશે; પરંતુ જે બાધકારક વિવાહ એ તારીખ પહેલાં થયા હશે તેની સરતો કાયમ રહેશે; માત્ર કન્યા આઠ વર્ષ કરતાં નાની હોયતો આ ઠરાવને અનુસરીને તે આઠ વર્ષની પુરી થાય ત્યારેજ તેનું કન્યાદાન દેવું, ત્યાંસુધી દેવું નહીં એમ ઠરાવ્યુંછે.

આ ઠરાવપર ખેડાવાળ જ્ઞાતિ સમસ્તની મહા સભામાં મળેલા પ્રતિનિધિઓ વિગેરેની સંખ્યાબંધ સહીઓ થએલીછે.

# अगत्यनी सूचना.

આ ઠરાવનો અસલ લેખ જ્ઞાતિ સમસ્તે મળી દેશાઇ. દેશાઇભાઇ કાળીદાસ [ખેડાજીલ્લાના સરકારી વકીલ,] રહેવાશી મહુધાનાને આપ્યો, તે તેમણે ઉમરેઠની સમુદાયવાળી ન્યાતને આપ્યો છે, અને ઉમરેઠની ન્યાતે આ ઠરાવનો અમલ કરવામાં આગેવાની રાખવાનું માથે લીધુંછે. આ મેળાવો કરવાનું માન નડીઆદની ન્યાતને ઘટેછે એમ ધોરી ન્યાત સમસ્તે આ ઠરાવની નકલો છપાવવી ઠરાવીછે. તે દરેક ગામે વેહેંચવાનું તથા ન્યાત ભાટના ચોપડામાં આ ઠરાવ હકીકત સાથે નોંધાવવાનું કામ નડીઆદની ન્યાતના અધિકારમાં સોંપ્યુંછે. ઉપરની મતલબનો અસલ ખરડા નિચે શેરો કર્યોછે.

અને આ ઠરાવ, જ્ઞાતિ સમસ્તની રૂબરૂ જાહેર ચરચાર અને છણાછણીથી, છેવટે તા૦ ૧૪ ફેબ્રુઆરી સને ૧૮૮૬ નારોજ ફેરફાર અને વધઘટ સાથે નક્કી થયામુજબ, સરળ અને સંશય રહિત છપાવવા જેહેવી ભાષામાં અને પદ્ધતિમાં, ઘટતા અનુક્રમે ગોઠવવાનો, તેજ વખતે જાહેર રીતે ખુલાસો લીધા પ્રમાણે સાફ કરી, જ્ઞાતિ શુભેચ્છુ કેટલાએક પ્રતિષ્ઠિત ગ્રહસ્થોની સાનિધ્ય વાંચી મુદ્દા અને મતલબસર બરાબર મેળવી જોઇ છપાવવામાં આવ્યા છે.



हरिः ॐ शांतिः शांतिः शांतिः

આપણા લોક પ્રિય અને વિખ્યાત કવિરાજ
દલપતરામ ડાહ્યાભાઇ. સી. આઇ. ઇ.
એમણે પોતાની રસીક વાણીમાં
આપણા ઠરાવો ઉપર કરેલો
શિકકો કટાર.... ....

---

### દોહરા.

લક્ષ્મીનારાયણ પ્રભુ, વસે જેહ વરતાલ;
પ્રણમું તેને પ્રેમથી, જે છે દીનદયાળ. ૧
જેના આશ્રમમાં જઇ, વિપ્રો ખેડાવાળ;
કન્યાવિક્રય આદીનો, કીધો બંધ કુચાલ. ૨

### ન્યાતો બાંધવાનું કારણ.

પ્રવીણ પ્રાચિન કાળમાં, જેહ થયા જન જાત;
બાંધી બહુ વિચારીને, નોંખી નોંખી નાત. ૩
સુખ દુખ સમે સહાયતા, જેથી મળે જરૂર;
જથ્થા બાંધ્યા જનતણા, એમ વિચારી ઉર. ૪
નીતિથી નર નારિયો, ચાલે ચેતી ચિત્ત;

દિલરાખી ડર નાતનો, વરતે રૂડી રીત. ૫

ઈચ્છે અન્યો અન્યનું, સદાકાળ કલ્યાણ;

ભણિએ જ્ઞાતિ ભાઈઓ, પૂરા ભાઇ પ્રમાણ. ૬

## ભુજંગી છંદ.

પિતા માત તુલ્યે સદા સૂખ દાતા,
ભયંકાર કાળે ભલી નાત ભ્રાતા;
ગુરૂ તુલ્ય પૂરી પળાવે સુનીતિ,
રૂડા રાય તુલ્યે રખાવે સુરીતિ. ૧

તથાપિ કળીકાળ વર્ત્યોજ જ્યારે,
કુસંપે કર્યો નાતમાં વાસ ત્યારે;
ન બોલ્યું ગમે એક બીજાનું કાંઈ,
વધ્યું વેર ઝાઝું બધી નાત માંહી. ૨

લહે લગ્નમાં દોકડા દીકરીના,
ચિતે ના ડરે ચોર થઇને હરીના;
કરે બાળલગ્નો મહા સ્વાર્થ માટે,
મરે બાળકીતો રખે હુંડિ ફાટે. ૩

કઈતો વિના કારણે સોકય આણે,
જરા જૂવતીની પિડા તે નજાણે;

ન આપે વળી અન્ન કે વસ્ત્ર એને,
કહો નિર્બળા તે કહે કષ્ટ કેને. ૪

જનો વૃદ્ધ પ્રેતાન્ન જઈને જમેછે,
અરે ચાલ એવા નઠારા ગમેછે;
ભણેલા ગણેલા ભલા શાસ્ત્ર વેત્તા,
દયા દીલમાંહી નથી લેશ લેતા. ૫

બધી નાતમાંહી પડયા ચાલ એવા,
ન છાજે ભલા લોકને છેક તેવા;
મહા પાપને દેખી ડાહ્યા દુખાણા,
સભામાં કરે ભાષણો કેક શાંણા. ૬

કહે નાતમાંહી કરોરે સુધારા,
નરો સંપિને ચાલ ટાળો નઠારા;
ઘણાએ નિબંધો લખેને લખાવે,
સુધારા તણા ફાયદા તે બતાવે. ૭

ઘણા નાગરો સાગરો બુદ્ધિ કેરા,
બિજા બોલીને થાકી બેઠા ઘણેરા;
ન કોઈ શકયા ચાલ કાંઈ સુધારી,
કરી ભાષણોને રહ્યા સર્વ હારી. ૮

## ગરબી.

( લલના નહી થાય લગાર, કાંમણ મંત્ર કરી. એરાગ )

જેણે કર્યો સુધારો સાર, ધન્ય તે જ્ઞાતિને;
ધાર્યું તે પાડયું પાર, ધન્ય તે જ્ઞાતિને. ૧

વિપ્રો ખેડાવાળ કહાવે, બીજું વિશેષણ બાજરે;
સ્વજ્ઞાતિમાં કર્યો સુધારો, કીધુ ઉત્તમ કાજ; ધન્ય૦ ૨

ન્યાત મળી નડીઆદ તણીને, પ્રથમ કર્યું પરિયાણરે;
પત્રો ગાંમોગાંમ લખીને, જનને કીધુ જાણ; ધન્ય૦ ૩

સંવત ઓગણીસેં બેતાલીશ, પાંચમ પુનિત વસંતરે;
મંગળવારે મળીયા સર્વે, વરતાલે ગુણવંત; ધન્ય૦ ૪

કાશી કલકત્તા કરણાટક, દક્ષિણ ગુરજર દેશરે;
તે સરવે સ્થળથી નોતરીયા, વિપ્રો મુખ્ય વિશેષ; ધન્ય૦૫

તે પ્રત્યેક પુરેથી પધાર્યા, લઈ પ્રતિનિધિ અધિકારરે;
બાવનગાંમ તણા મળી બેઠા, દ્વિજવર દોઢ હજાર;ધન્ય૦ ૬

જે સ્થળથી આવી નવ શકિયા, લખિયા ત્યાંથી પત્રરે;
જે કરશો તે કરશું સરવે, માન્ય અમે સૌ અત્ર; ધન્ય૦ ૭

સૌના અંતરમાં તે સમયે, આનંદ અતિ ઉભરાયરે;
શ્રી હરિએ શુ શક્તિ પ્રેરી, કરવા સરસ સહાય; ધન્ય૦ ૮

કન્યાવિક્રય કરવા કેરાં, જે જે જાણ્યાં મૂળરે;
તે સરવેને તોડી ફોડી, ટાળ્યાં સંકટ શૂળ; ધન્ય૦ ૯
કંઇ વિધ કન્યાની છત કરવી, ચિતમાં કર્યો વિચારરે;
એક ઉપર બીજી પરણ્યાનો, ચાલ કિધો ધિક્કાર;ધન્ય૦૧૦
એક ઉપર બીજીને વરતાં, કન્યાની છત ખૂટેરે;
વળિ બીજુ બાળા અબળાઓ, સોકય સાલથી છૂટે;ધન્ય૦૧૧
એમ વિચારી અવર વર્યાનો, કાંઇ કર્યો અટકાવરે;
અબળાઓની આશિષ લીધી, કરિને ઠીક ઠરાવ;ધન્ય૦ ૧૨
બાળપણામાં બાળકિને, પરણાવે પૈસા માટરે;
તે અટકાવ્યાથી અટકાવી, કન્યાવિક્રય વાટ; ધન્ય૦ ૧૩
સગપણ કીધું નવ તુટેતો, બાળલગન નવ થાયરે;
કન્યાવિક્રય અટકાવ્યાનો, એ કીધો ઊપાય; ધન્ય૦ ૧૪
કન્યાવિક્રયના કરનારા, કરે કજોડાં કાયરે;
કન્યાદાન કદી નવ દેવુ. જો વર નાંનો હોય; ધન્ય૦ ૧૫
નિરૂધમી નિર્ધન લોકોતે, દીકરીના લે દામરે
જો સારા ઉધમમાં વળગે, કરે ન એવું કામ; ધન્ય૦ ૧૬
આ અવસર અંગ્રેજી વિધા, ઉધમનો આધારરે;
જો ભલિભાતે ભણાવિયેતો, ઉધમવધે અપાર; ધન્ય૦ ૧૭

સ્વધર્મનું સંરક્ષણ કરવુ, એપણ એક જરૂરરે;
કન્યાવિક્રય આદિક મટશે, દુષ્કૃત જાશે દૂર; ધન્ય૦ ૧૮
માટે મોટી મૂડી કરિયે, ઉધરાણું કરી એકરે;
ભલા ભલા જન રકમો ભરશે, જાણે જેહુ વિવેક;ધન્ય૦૧૯
એવા એવા ઉપાય કરિયે, આજ ઠરી આ ઠામરે;
જરૂર તો જડમાંથી જાશે, કન્યાવિક્રય કામ; ધન્ય૦ ૨૦
એમ કહી ઉધરાણું કીધું, રકમો ભરવા કાજરે;
શૂરાતન સરવેને આવ્યું, જેની જેવી લાજ; ધન્ય૦ ૨૧
ઉપરા ઉપરી રકમો ભરવા, આપે ઉભા થાયરે;
દશ હજારની રકમ ભરાઈ, તેજ વખતમાં ત્યાંય;ધન્ય૦ ૨૨
તે ઠરાવનો લેખ લખાવ્યો, સંપીને સઉ સાથરે;
સ્વજ્ઞાતિ એક શુભચિંતકને, સરવે સોંપ્યો હાથ;ધન્ય૦ ૨૩
વડી જ્ઞાતિ ઉમરેઠતણી તે, થઈ ત્યાં આગેવાનરે;
દીધો દસ્તાવેજ એહુને, કરવા અમલ નીદાંન; ધન્ય૦ ૨૪
વિશેષ વિશ્વ વિષે વખણાયા, વિપ્રો ખેડાવાળરે;
આ અવસર આવો સુધારો, કોણ કરે આકાળ;ધન્ય૦ ૨૫
અનેક લોકો અચરજ પામે, વિવેકની સુણિ વાતરે;
ખેડાવાળે ખૂબ કર્યુંછે, આતો કામ અધાત; ધન્ય૦ ૨૬

સમજુ સંપીલા જનસર્વે, નહીં કોઇ નાદાનરે;
વિપ્રો ખેડાવાળ હશે એમ, મનુષ કરે અનુમાન;ધન્ય૦ ૨૭
કીધો જૅજૅકાર જગતમાં, કીરતી વધી વિશેષરે;
જરૂર આતો જશનો ડંકો, દીધો દેશો દેશ; ધન્ય૦ ૨૮
જૂદી જૂદી નાતોના જન, કરે સુધારો આમરે;
દશા વળે આ દેશ તણીને, સંકટ ટળે તમામ; ધન્ય૦ ૨૯
શ્રીહરિ સદૈવ સુખિયા રાખે, વિપ્રો ખેડાવાળરે;
વળી આવા આવા સુધારા, કરશો શુભ આ કાળ;ધન્ય૦ ૩૦
પ્રભુજી તમને પ્રસન્ન થાજો, બહુ દેજો ધન ધામરે;
અંતરમાંથી એવી આશિષ, દેછે દલપતરામ; ધન્ય૦ ૩૧

## શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

ખેડાવાળ વિશાળ કીર્ત્તિ કરિતે, રૂડી રિતે રાખજો;
ચાવ્યાં પાન મુખેથી તેહ મુખથી, બીજુ નહીં ચાખજો;
જો પાછું પગલું કદાપી ભરશો, વાંસેથિ હાંશી થશે;
જેવી કીર્ત્તિ વધી વિશેષ જગમાં, તેવી અકીર્ત્તિ થશે.

## દોહરો.

કદી કરાય ન એકથી, આવું અદ્‌ભુત કામ;
આથી આખી નાતને, જશ છે ઠામો ઠામ.

## છપ્પો.

ખેચરેશ છે સૂર્ય, ડાકધર શંકર જાણો;
વાસુદેવને લક્ષ્મી, ચાર એ નામ પ્રમાણો;
આદિ અક્ષરો લહી, વિધાતા એંજ વિચારી;
વિપ્રો ખેડાવાલ, નામ પાડ્યું નિરધારી;
તે ચારે સુર દિશિ ચારમાં, સુખિ સર્વેને રાખજો;
જયજય જયજય જગદીશની, ભાવસહિત મુખ ભાખજો.

## કુંડલીઓ.

વાંચી બંધ નિબંધનો, હરખ્યાં ગાંમો ગાંમ;
શુભ શાંતીની આશીષો, દીધી દલપતરામ.
દીધી દલપતરામ, શેષ માથે તો ખીલી;
મારી વજ્ર સમાન, પડે નહી ખીલી ઢીલી.
એવું કરવા શૂર, સુજ્ઞ જ્ઞાતિના બંધો;
સરવે રાખો ઊર, વાંચિ આ બંધ નિબંધો.

---

# આ ઠરાવોને સશાસ્ત્ર અને નિર્વિવાદ જણાવનાર પુષ્ટીકારક પ્રમાણો.

દોહરા.

પુત્રીને પરણાવતાં, કોડિન ધરવી હાથ;
કાડે કન્યાદાન દઈ, પાત્ર પુરૂષની સાથ. ૧
શાસ્ત્ર સાર સમજી કરી, દેવું કન્યાદાન;
ધર્મીના એ ધર્મ છે, વાંચો કહું નિદાંન. ૨

---

# कन्या विक्रय निषेध.

श्लोक.

कन्याया विक्रयो नैव, कर्तव्यःक्वापि केनचित् ।
ब्राह्मणेन विशेषेण, यत्कर्त्ता याति रौरवम् ॥१॥

અર્થ—કન્યાવિક્રય કોઇએ કદી પણ કરવો નહી. તેમાં વિશેષે કરીને બ્રાહ્મણે તો નહીંજ; કારણ કન્યાવિક્રય કરનાર રૌર-વ નર્કનો અધિકારી થાય છે.

श्लोक.

अल्पेनापि हि शुल्केन, पिता कन्यां ददाति यः।
रौरवं बहु वर्षाणि, पुरीषं मुत्र मश्नुते ॥२॥

**અર્થ**—કન્યાનો બાપ કન્યા આપવા બદલ થોડા પણ પૈસા લેતો તે ઘણા વર્ષ સુધી રૌરવ નર્ક ભોગવે છે અને ત્યાં રહ્યો રહ્યો વિષ્ટા અને મુત્રનું ભક્ષણ કરે છે.

श्लोक.

भक्षितं चाणु मात्रं यत्, कन्याविक्रयजं धनम् ।
सकुलं यं गृहीतारं, नरकं नयति ध्रुवम् ॥३॥

**અર્થ**—કન્યાવિક્રયથી મેળવેલુ ધન કિંચિત માત્ર પણ જે કોઈ ભક્ષણ કરે છે, તે, પોતાના કુટુમ્બ સહિત નિશ્ચે નર્કે જાય છે.

श्लोक.

कन्यावित्तं ग्रहेद्यो वै, नरके निवसे चिरम् ।
तदुत्पन्नं फलं भुक्त्वा, पुनः चाण्डालतां व्रजेत् ॥४॥

**અર્થ**—દીકરીનો પૈસો ઉપજાવનાર પણ ઘણા કાળ સુધી નર્કમાં પડે છે અને ત્યાં મહા પીડા ભોગવ્યા પછી ચાન્ડાલને ઘેર જન્મ ધારણ કરે છે.

श्लोक.

आमिषं चर्मजं वारी, आमिषं प्रेतभोजनम् ।
आमिषं शूद्रशेषान्नं, कन्याद्रव्यं तथामिषम् ॥५॥

**અર્થ**—ચામડામાં ભરેલુ પાણી પીવું, તથા પ્રેતાન્ન ભક્ષણ કરવું તથા શૂદ્રનું ઊચ્ચિષ્ઠ અન્ન ખાવું એ બધું માંસ ખાધા બરોબર છે. તેજ પ્રમાણે દીકરીનો પૈસો ઉપજાવી ખાવો એ માંસ ખાધા બરોબર છે.

श्लोक.

कन्यावित्तेन जीवंति, ये नराःपाप मोहिताः ।
ते नरा नरकं यान्ति, यावदाभूत संप्लवम् ।
तस्मात्सर्व प्रयत्नेन, न ग्राह्यं कन्यका धनम् ॥६॥

**અર્થ**—જે પાપિષ્ઠ પુરૂષો કન્યાના પૈસા ઉપજાવી પેટ ભરે છે તે પાપીઓ પ્રલય કાળ સુધી નર્કમાં દુઃખ ભોગવે છે તેટલા માટે ગમે તેમ થાય તોપણ દીકરીના પૈસા ઊપજાવવા નહીં.

## શાર્દુલ વિક્રીડિત.

કન્યાવિક્રય જે કરે ધન લઇ, ધિક્કાર તેને ઘરો;
કીર્ત્તિના કદિ લોભથી કુળ જુએ, તે પાપિ પુરો ખરો.
કીર્ત્તિ દ્રવ્ય તણો કશો જગતમાં, જે સ્વાર્થ સાધે નહીં;
કન્યાના સુખનો વિચાર કરશે, તે પુણ્યશાળી સહી. ૧

ક૦ દ૦ ડા૦

છપ્પો.

લે દિકરીનો દામ, ડામ રહેવાનો તેને;
દુઃખ ટળીને સુખ, કહો મળ્યું છે કેને;
રક્ત લક્ષ્મી છે એજ, તેજ ઘરમાં ના વ્યાપે;
કરે કૂળનો નાશ, હળા હળ કુમતિ સ્થાપે;
ચામનો દામ ઉપજાવીને, તર્તતો ખુશી થાય છે;
વિક્રય ધન આવ્યા થકી, હોય તે પણ જાય છે. ૨

# एक उपर बीजी स्त्री करवाना परिणाम.

श्लोक.

सुखं न शेते द्विकलत्र भर्त्ता ।
सुखं न शेते द्वितटस्य कर्त्ता ॥
धनक्षयो नीच जनेषु मैत्रि ।
मनः सदोद्वेगयुतं हि तस्य ॥

અર્થ—બે સ્ત્રીનો ધણી કદી સુખે સુવા પામતો નથી તેમજ ન્યાતમાં તડ પાડનારને સુખે સુવા વારો આવતો નથી. તેમજ વળી નિર્ધન થઇ ગયેલા અને નીચી સંગતવાળા પુરૂષોનાં મન નિરંતર ઉદ્વેગ યુક્ત રહે છે.

## છપ્પા.

જેના ઘરમાં સોકય, કામણ ટુંમણ તે પાસે;
જેના ઘરમાં સોકય, વરતિયો+ ત્યાં જઇ વાસે;
જેના ઘરમાં સોકય, મનુષ્ય ખોટાં કઇ ખપનાં;
જેના ઘરમાં સોકય, તેહને છાનાં છપનાં;
વળી જેના ઘરમાં સોકય છે, વનિતા આખો દિન વઢે;
શામળ કહે સ્વામી સોકયનો, ચોદેશે ચાકે ચઢે. ૩
જેના ઘરમાં સોકય, બ્રહ્મહત્યા તો કીધી;
જેના ઘરમાં સોકય, થાપણો ઓળવી લીધી;
જેના ઘરમાં સોકય, દેવસ્થળ બહૂ ઊથાપ્યાં;
જેના ઘરમાં સોકય, ગળાં લોકોનાં કાપ્યાં;
પુરેલ નવાંણો નીરનાં, હણ્યાં સાપને સાપણી;
શામળ કહે સોકયો સૃષ્ટીમાં, પુરી પરસ્પર પાપણી. ૪
લોહ પનોતી લક્ષ, હોય તે નરને હઇયે;
મંગળ ચોથો માન, કઠણ કૂજેગે કહિયે;
રહે બારમો રાહુ, દશા રાહૂની જેગે;
નવ ગ્રહ નિર્બળ નીચ, ભાગ્ય હીણાને ભોગે;

---

\+ ગોરજી ઇઆને દોરા ચીઠી કરનાર.

એટલા ગ્રહો જયમ દુખ દિએ, કૂરે ચક્ર કાં કાળનુ;
શામળ કહે તેથી શત ઘણું, દુઃખ સોકયના સાલનુ. ૫

દોહરા.

સોકય સમું કો સાલ નહિ, સોકય સમો નહિ રોગ;
સોકય સમાને દુખ નહીં, સોકય કર્મના ભોગ. ૬
લક્ષ વિંછીની વેદના, પગલે પગલે પીડ;
સોકયને માથે શલ પડો, ક્રોડ કાનમાં કીડ. ૭
લક્ષ આંચ અગની તણી, લક્ષ સર્પનૂ ઝેર;
લક્ષ ઘાવ સમશેરના, તેવુ સોકયનૂ વેર. ૮
લક્ષ તાવ હોય ટાઢિયા, લક્ષ હોય ક્ષય રોગ;
અધિક એથિ દુઃખ સોકયનુ, ભાવે નહિ સુખ ભોગ. ૯

# बाळ लग्न निषेध.

કુંડલીયા છંદ.

બાળ લગનથી બાળનાં, તનમન જાય તવાઇ;
માટે એની એકદમ, મિત્રો કરો મનાઇ.
મિત્રો કરો મનાઇ, સંતતીનું ચહિ સારૂં;
વિશેષ કરિ વાગરી, કીર્તિનું વડું નગારૂં.

કહે ખુશાખીરામ, અટકશે દેશ અગનથી;
બહુ ખરાબી થઈ, બુરા એ બાળ લગનથી. ૧૦
લઘુતા કરિને મૂર્ખજન, અધિક કરી અધિરાઈ;
તોડે ફળ કાચાં તુરત, કોઈ વૃક્ષનાં કાંઈ;
કોઈ વૃક્ષનાં કાંઈ, પાકવા ચહે પરાણે;
સ્વભાવીક મીઠાશ, એહુ અંદર શી આણે?
કહે ખુશાખીરામ, આર્ય એવા અનુસરિને;
લગન કરે લાલનાં, મૂર્ખ બનિ લઘુતા કરિને. ૧૧
આજે આર્ય તણી પ્રજા, બની બાયલી જેહ;
એનું કારણ જો જુવો, બાળ લગન છે એહ;
બાળ લગન છે એહ, દેહનું દૈવત તૂટ્યું;
મૂર્ખ મળે માબાપ, બાળનું નશીબ ફૂટ્યું;
કહે ખુશાખીરામ, અમુઝઈ દુખદ અવાજે;
બાળ લગનથી બન્યા, આર્ય બીકણ આ આજે; ૧૨
જે વખતે આ દેશમાં, બાળ લગન બીલકુલ—
થતાં નહોતાં તે તકે, માનવિનું શું મૂલ.
માનવિનું શું મુલ, રૂપ જોબન રઢિઆળું—
પંચ હસ્ત વપુ પુષ્ટ, કષ્ટ નખમાં નહિ ભાળ્યું.
કહે ખુશાખીરામ, વહી ચાલ્યું સહુ સુખ તે;
સરસ સાહ્યબી હતી, હિંદની શી તે વખતે. ૧૩

લાવો લેવા લગનનો, મૂરખ મળિ મા બાપ;
અબુધ અજાણ્યાં અર્ભકો, પરણાવો છો આપ.
પરણાવો છો આપ, પાપ વળગાડી કોટે;
વગર પ્રેમની છાપ, હાય! ચિતમાં કયમ ચોટે?!!
કહે બુલાખીરામ, બને પછિ દુ:ખદ બનાવો;
જુવો તમે જઈ જરૂર, લગનનો લેતાં લ્હાવો. ૧૪
લાવો લેવો આપને, બુરૂ બાળકનું થાય;
હસું હાડિયાને હિએ, જીવ [૧]મેડકનો જાય.
જીવ મેડકનો જાય, આદર્યું એવું આપે;
પેટે પ્રસવ્યાં બાળ, પુરણ પૂરવના પાપે.
કહે બુલાખીરામ, માની બેઠાછો મેવો;
બાળ લગન કરિ અને, આપને લાવો લેવો!!! ૧૫
બનિ માબાપો બાળનું, ચિતે ચહે અનહીત;
એના ઉપર ઇશની, પ્રગટ થાય કયમ પ્રીત!
પ્રગટ થાય કયમ પ્રીત, ચિતથી ચાલો ચેતી;
ફોકટરે! ફેલાય, આપણી વ્યર્થ ફજેતી.
કહે બુલાખીરામ, મગજમાં અક્કલ માપો;
કરતારે કયમ કર્યાં, બાળ કેરાં મા બાપો. ૧૬

---

૧ દેડકું.

લાડા લાડીનાં કરે, લગન મૂરખા લોક;
રચે ઢીંગલા ઢીંગલી, તણી રમત જયમ ફોક;
તણી રમત જયમ ફોક, ગમત તેવી કરી મ્હાલે;
ભવિષ્યનો જે ભેદ, એદથી ન ધરે ખ્યાલે;
કહે ખુલાખીરામ, મચાવે ગરબડ ગાંડી;
વળતી વિઘનમાં પડે, લાડિલાં લાડાલાડી. ૧૭
કીલ્લાભાઈ બાપુ કહી, લાખ લડાવો લાડ;
વરાવિ નાન્હી વય વિષે, હણિ નાંખોછો હાડ;
હણિ નાંખોછો હાડ, ખાડમાં ઘાલો ખોશી;
બળ્યાં તમારાં લાડ, પાડ શુભ કરે પડોશી;
કહે ખુલાખીરામ, કેટલી શિક્ષા આપું;
રખે તમે રીઝતા, બાળ લગ્નોથી બાપૂ. ૧૮
વહુવર એ શી વસ્તુછે, છે દાડમ કે દ્રાખ;
શું સમજે અજ્ઞાન શિશું, ઉઘડી હજુ ન આંખ;
ઉઘડી હજુ ન આંખ, તેમને લફરાં બાંધો;
વિદ્યા વિનોદ મહીં, અવલથી આવે વાંધો;
કહે ખુલાખીરામ, દીલમાં સમજો દેશી;
શું સમજે શિશુ અજ્ઞ—વસ્તુ વહુવર છે એ શી. ૧૯
વરતી વખતે ચોરિમાં, ઊંઘિ જાયછે બાળ;
એનાં વેવીશાળ કરી, ઘાલોછો વરમાળ-

ઘાલોછો વરમાળ, જાળમાં નાખો જલદી,
રે! ચોળોછો રાખ, હર્ષની નથિએ હળદી;
કહે બુલાખીરામ, ધરમની વંઠી ધરતી,
ચેતો હજુ ચિતમાંહ, વીર પસ્તાશો વળતી. ૨૦

જૂની રીતી આર્યની, જુવો આપણી જોઇ;
બાળલગ્નથી બાળને, વરાવતું નહિ કોઈ;
વરાવતું નહિ કોઈ, વેદનો ભેદ વિચારો;
ઈતિહાસિક આખ્યાન, ધ્યાનમાં તુર્ત ઉતારો;
કહે બુલાખીરામ, ધરો દુર ગાંડી ધૂની,
જુવો આપણી જરૂર, આર્યની રીતી જૂની. ૨૧

આવા અધર્મ આદરો, શિશુને કરી સંતાપ;
છેક તમારૂં છૂટશે, પૂરણ કયમ કરિ પાપ-
પૂરણ કયમ કરિ પાપ, આપ એ ઊર વિચારો;
જગદીશને જવાપ, આપશો શું એ યારો;
કહે બુલાખીરામ, ખચિત મળશે કયમ ખાત્રા?
શિશુને ઘાલો શૂળ, આદરી અધર્મ આવા!!!! ૨૨

સવૈયો.

બાળપણે પરણાવિયે બાળક, આવક શી તેહુ માંહી બતાવો;
મોટપણે કરતાં પરણેતર, જાવક શી તેમાં સમજાવો;

જો ઉલટું સુલટું કશુંયે થયું, પૂરણ પાછળથી પસ્તાવો;
આવક જાવક સૂજન શોધિ, પ્રજા પછી પાવકમાં પધરાવો.

૬૦ ૬૦ ૬૦

# ज्ञाति समस्तना ईश्वर प्रार्थना.

## દોહરા.

દેવ દયા ધરિને લખત, બેશ પળાવો એહ;
સારૂ સરવેનું કરો, નૂતન ધારી નેહ. ૧

ઈશ્વર સમર્થ આપછો, નામ તમારૂ નેક;
ભાગ્યશાળિ ભાવે ભજે, તન મન ધારી ટેક. ૨

ઈચ્છા પૂરો અમ તણી, નિજના જાણી દાસ;
તમે કરો ત્રિભુવનપતી, સેવક સઉ ઉરવાસ. ૩

થાઠ રચ્યો છે ઠીક આ, વાદ વિનાની વાત;
છળ બળ એમાં છે નહી, માંડણિ શુભ વિખ્યાત. ૪

ગમતુ ગોવિંદનું થયું, નહિ સંશય લવ લેશ;
નર સઉએ નિશ્ચય કર્યો, મનમાં ધરી મહેશ. ૫

લાયક ગણી અમે લખ્યું, નમી ચરણ શ્રીનાથ;
લખત સદૈવ પળાવવું, છે તે હરિ તમ હાથ. ૬

# સૂચના.

આ બુકો ત્રણ તરેહનાં પુઠાંથી તૈયાર કરવામાં આવીછે. અને તેની કિંમત ખરાજાત ઉપર નજર રાખી ઓછી વત્તી રાખવામાં આવીછે તે નિચેપ્રમાણે.

૧ છીંટના શોભીતા બૉરડર પ્રેસ કરેલા પુઠા વાળી ઉંચીજાતના કાગળો વાપરી લાલ બૉરડરથી છપાવેલી તેની કીંમત રૂ.

૨ છીંટની પટી સાથે કાગળના જાડા પુઠાવાળી ઉપરની જાતમાંની કિંમત રૂ.

૩ રંગાબેજી કાગળોના પુઠાવાળી કાળી બૉરડરથી છપાવેલી કિંમત રૂ.

ઉપર પ્રમાણે તૈયાર કરેલી આ ઠરાવબુકો નિચે લખેલા ગામોમાં નિચે લખેલે ઠેકાણે મળશે.

**સુરત**—દવે. પરભુશંકર જેભાઇ, કલાર્ક—રમાલકાજ કોર્ટ.

**ભરૂચ**—વકિલ. જેઠાભાઇ કાળીદાસ.

**નડીઆદ**—ઠાકર. ભુલાભાઇ ઘેલાભાઇ.

**ઉમરેઠ**—ભટ. નરોત્તમ મયારામ.

**મહુધા**—તાલુકાસ્કુલ માસ્તર. રા૦ જેઠાલાલ તથા મેહેતા. છોટાલાલ ભવાનીશંકર.

**સોજીત્રા**—પંડ્યા. ઉમીઆશંકર ઈશ્વરજી.

**મેહેમદાબાદ**—ધ્રુવ. બાપાલાલ વિશ્વનાથ.

**આંણદ**—દવે. કૃષ્ણારામ કીરપારામ.

**વસો**—દવે. આશારામ જેશંકર.

વળી આ બુકો જેમને મંગાવવાની ઇચ્છા હોય તેમણે અમદાવાદ દેસાઇ. દેસાઇભાઇ કાલીદાસ ખેડાજીલ્લાના સરકારી વકીલના શીરનામાથી કિંમત પોહોચાડવાનો બંદોબસ્ત કરી પત્ર લખીમોકલેથી તેમને પોહોચાડવાની ગોઠવણ કરવામાં આવશે.